# શરદિની

લેખક,

જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર

---

પ્રસ્તાવના-લેખક,

શ્રીમતી સૌ. લીલાવતી મુનશી

---

દશ આના

પ્રકાશક :
જનાર્દન ન્હા. પ્રભાસ્કર
ઉંડાચ: બીલીમોરા થઈને



પ્રથમાવૃત્તિ
પ્રત–૫૦૦

મુદ્રક: મુદ્રણસ્થાન :
કેશવ હ. શેઠ
શ્રી ખડાયતા મુદ્રણકલા મન્દિર,
ચાર રસ્તા–અમદાવાદ

## હવે પછી છપાશે

**મંદાકિની :** ( પંડિત જગન્નાથરાયની ગંગાલહરીનું સમશ્લોકી ભાષાંતર )

**પ્રણયિની :** ( નવો ગીતસંગ્રહ )

**કથાંજલિ :** ( લેખકજીવનની નવલિકાઓ )

# પ્રસ્તાવના



ગુજરાતમાં હમણાં રાસયુગનાં ફરીથી મંડાણ થાય છે, એ કથનમાં જેટલી વાસ્તવિકતા છે તેટલી જ આશાજનકતા છે.

એક કાળ એવો હતો કે જ્યારે રાસો શેરીએ શેરીએ ગવાતા અને રાસના રસિકજન દૂરદૂરથી તે નિરખવાને ટોળે વળીને આવતા. સ્ત્રીઓના જીવનમાં આનંદ અને મસ્તીને ક્યાંયે અવકાશ હોય તો તે રાસોત્સવ વખતે હતો. બાકી તો જન્મ, પરણ ને મરણ અને સંસારની અનેક ઘડભાંગોમાં તેમના દિવસ પુરા થતા. તેમાં નવીનતાનો, ફેરફારનો, ઉલ્લાસનો, પ્રગતિનો ક્યાંએ અવકાશ નહોતો: ને તેથી આમ દબાયલી સ્ત્રીજીવનની ઉર્મિઓ રાસ સમયે સંપૂર્ણ બળથી ઉભરાઇ આવતી અને ગાનારીઓ રાત્રિના આરંભથી તે ઉષાના આગમન સુધી એકસરખા ઉત્સાહથી રાસના સૂરથી પુરની શેરીઓ ગજાવી મુકતી.

પણ તે વખતના રાસો અત્યારની દૃષ્ટિએ તો સાદા ગણાય. 'મા પાવા તે ગઢથી ઉતર્યાં, મહાકાળી મા,' 'તમે અજાણ્યા અમે જાણીએ રે,' 'ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડી રે આવી,' 'પિત્તળ લોટા જળે ભર્યા રે,' 'જડો ચતુર પેલો ટોપીવાળો,' 'મલ્હારરાવનું માદળીયું,' એવાં એવાં તે બધાં તે વખતનાં ગીતો. એમાં અટપટા સૂરો નહીં કે નહીં બહુ કોમળ છતાં ચમકદાર શબ્દોની જમાવટ. પણ એક વાત જે આજની સ્ત્રીઓમાં નથી તે તે વખતે હતી, અને તે પડછન્દા પાડે એવા સશક્ત ઘાંટો અને આખી રાત ફરતાં યે થાકે નહીં એવું શરીર.

તે પછી જરા સુધરેલા ગરબાનો કાળ આવ્યો. તેમાં પતિસેવાનો ઉપદેશ અને સાસુસસરાની સેવા કરવાનો આગ્રહ, નણંદ, દેરાણી, જેઠાણીનો વિનય રાખવો અને પરપુરુષની સામે દૃષ્ટિ ન માંડતાં નીચી નજરે ચાલવું એ વિષે ખાસ ભાર દઇને શીખામણ ને થોડા નાટકી સૂર એ બધાંની મેળવણીથી એ ગરબા રચાતા ને તે કાળની સુધરેલી ગણાતી સ્ત્રીઓ તેને સુધારાના ચિન્હ તરીકે હોંસભેર ગાતી.

પણ તે વખતે સ્ત્રીઓમાં એવો પણ એક વર્ગ થવા માંડયો કે જેમને ગરબા ગાવા એ હલકું કામ લાગવા માંડયું, ને તેથી ગાવાના સ્વાભાવિક કાર્યમાંએ શરમ અને સંકોચ પેઠાં. આ વર્ગની સ્ત્રીઓને ન એક ગરબો ગાતાં આવડે કે ન ગવડાવતાં આવડે. લગ્નનાં ગીત પણ સ્ત્રીઓ મહાપરાણે ગાય અને આમ સ્ત્રીજીવનમાં ઉલ્લાસનો એકમાત્ર અવસર અણસમજ્યે સ્ત્રીઓએ ત્યજવા માંડ્યો.

પણ સુભાગ્યે આ દશા બહુ લાંબો વખત નહીં ચાલી. ને તે ન ચાલવાનું કારણ નવાયુગની સ્ત્રીઓને રુચે એવા નવા પ્રકારના રાસો રચાવા માંડયા એ હતું. રા. નાનાલાલ કવિને, મારા ધારવા પ્રમાણે એવા રાસો રચવાનું માન પ્રથમ ઘટે છે, પણ એ ક્ષેત્રમાં

એ માત્ર એકલા જ નથી રહ્યા. રા. ખબરદાર, સ્વ. કવિ બોટાદકર, રા. કેશવ હ. શેઠ, રા. જનાર્દન પ્રભાસ્કર વિગેરેના રાસો પણ ખુબ જ લોકપ્રિય થયેલા છે, અને આજની સ્ત્રીઓમાં હોંસભેર ગવાય છે.

આ રાસો લોકપ્રિય થવાનું મુખ્ય કારણ એ કે જનસમાજમાં જાગેલી સંસ્કારિતાની ભુખને એ રાસોએ કેટલેક અંશે સંતોષવા માંડી. મુળ અર્થ બદલાઇ જઈ નિરર્થક બની ગયેલાં જોડકણાંને બદલે અર્થવાહી, સુરમ્ય શબ્દોવાળી પદાવલિઓ, એક જ પ્રકારના રાગોને બદલે ભિન્ન ભિન્ન રુચિને પોષે એવા નવનવા ઢાળ અને તે ઉપરાંત અત્યાર સુધી અવ્યક્ત રહેલી સ્ત્રીજીવનની ઉર્મિઓનું તેમાં અધુરૂં છતાં સફળ આલેખનઃ એ બધાં નવા રાસોની લોકપ્રિયતાનાં મુખ્યાંશે કારણભૂત થયેલાં તત્વો છે. અને ગરબા ગાવાના ભુલાયેલા શોખને એ રાસોની મોહિનીએ પાછો ઉત્તેજવા માંડ્યો છે.

રા. જનાર્દન પ્રભાસ્કરનો ' શરદિની ' નામનો આ નવો સંગ્રહ પણ સ્ત્રીઓ માટેના રાસસંગ્રહમાં આવા જ સુંદર રાસોનો એક આકર્ષક વધારો કરે છે, અને શરદપુનમની સોહામણી રાતે સ્ત્રીઓને ગીત ગાવાનાં લલચાવનારાં આમંત્રણ આપે છે :—

" શરદપુનમની રાત છે સોહામણી, ચાલો રમીએ રાસ :
અલબેલડી ! "

અને તે પછીના બીજા ગીતમાં ફરીવાર ચાંદનીનું સુંદર વર્ણન કરતાં કવિ કહે છે કેઃ—

" ચન્દ્રની ચળાતી શીળી ચંદની રે લોલ,
મન્દ મન્દ ખીલે એનાં હાસ્ય :

સુધાહાસિની
વિલાસિની રે લોલ,
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ."

કયી સ્ત્રીને આવી ચળાતી ચંદનીનાં મન્દ મન્દ હાસ્ય જોવા જવાનું મન નહીં થાય?

આમ કવિ 'શરદિની'નો મુખ્ય ઉદ્દેશ સફળ કરવા શરચ્ચંદ્રનાં સુન્દર વર્ણનોથી શરૂઆત કરે છે અને વાંચકના મનમાં–ખાસકરીને સ્ત્રીવાંચકના મનમાં–જીજ્ઞાસાનો ભાવ ઉત્પન્ન કરે છે અને પછી તરત જ 'યૌવનને આંગણે' કાવ્યમાં જોશી, જેમ બહુ જાણીતું હોય એવું એક સત્ય કહે છતાં સાંભળનારની આતુરતા ઉશ્કેરાય તેમ, ચંદનીમાં રમતી કન્યકાના ઉર–અભિલાષ પ્રીછવા મથે છે અને 'પ્રેમના પ્રદેશ એને ખેડવા રે લોલ' એવો ઉત્તર કવિ પોતે જ આપે છે. પણ કેમ જાણ્યું? હવેની નવી કન્યાઓ ઉરના અભિલાષમાં તે શિવાય બીજું કાંઈ નહીં જ વાંછે એવું કેમ કહેવાય? પણ અત્યારે તો મોટે ભાગે કન્યાઓના મનની એ જ સ્થિતિ હોય છે, એવું કહેવામાં કવિ ખોટા નથી.

'અંજલિ ફુલડે ભરી રે' એ કાવ્યમાં નીચેની સુંદર પંક્તિઓ છે—

" 'હથેલીમાં દેવનાનો વાસ છે' કવિ કહે,
ફુલમાં કલાભરી કુમાસ;
ફુલની ફોરમ જોડે કુમળાં હૈયાં
અને પૂરે કંઇ ઉરના અભિલાષઃ
અંજલિ ફુલડે ભરી રે!

ફુલમાં સુન્દરીના હાસ ને ઉલ્લાસ છે,
ફુલડાંમાં જીવનની સુવાસ:
ફુલના શૃંગાર મારા પ્રભુને ય પ્યારા,
ફુલમાં છે પ્રાણના પ્રકાશ:
અંજલિ ફુલડે ભરી રે !"

'ફુલડાં કેમ વીણીયે' એ કાવ્યમાં કવિ ફુલડાંમાં પ્રાણ પરોવનાર કન્યકાની અંતરની મુઝવણ રજુ કરે છે. એને ગુલાબ લેતાં કાંટા વાગે છે, કમળ વીણતાં ભમરા ડંખ દે છે, ચંપામાં સર્પનો વાસ નડે છે; શી રીતે એ ફુલ વીણે ? બીચારી ! એ ફુલડાં વીણી આપે એવો કોઇ શૂરવીર નર ત્યાં હાજર ન હતો એટલે શું કરે ?

કવિને ફુલડાંનો ઘણો શોખ લાગે છે ને તેથી તરત જ ત્રીજું કાવ્ય પણ ફુલોથી જ મહેકતું આવે છે.

'ગુંથું તાજાં ફુલ, મનડું થાતું પ્રફુલ્લ
પણ જાતાં કરમાઇ એ ફુલ:
વિશ્વનાં વિલાસી પણ આખરે વિનાશી
એવાં ફુલડાંપર કરતી દિલ ડૂલ :
વેણીનાં ફુલ, સખી ! વેણીનાં ફુલ !
ખરે ફુલપાંદડી, બનું વ્યથિત તે ઘડી,
માંગતી હું દેવતાઇ ફુલ :
કદિ કરમાય નહિ, કદિ વિખેરાય નહિ
આપું એનાં માગ્યાં મૂલ:
વેણીનાં ફુલ સખી ! વેણીનાં ફુલ !'

ખરે જ ! સુંદર પંક્તિઓ છે.

'પનિહારી'માં પાણીમાં ડુંગરાની છાયા પડી હોય એવા કોઇ સ્થળનું એક સુંદર ચિત્ર, વાંચતાની સાથે જ મનમાં તરત ઉભું થાય એવું કવિએ દોર્યું છે.

'ઉતરતાં ડુંગરની છાયા સાહેલડી,
ચાલો જઇએ જળ ભરવા રે લોલ :
નીતરે ત્યાં મોહનની માયા, સાહેલડી,
ચાલો જઇએ જળ ભરવા રે લોલ :
કાંઠે ઉભો એક કેવડો, સાહેલડી,
વાયે વાંકો વાંકો થાયે રે લોલ :
તેની પાછળ છૂપે કાનુડો સાહેલડી,
વેણુ મધુર તહીં વાયે રે લોલ :'

ચિત્રકાર ઉભો હોય તો જરૂર આ સ્થળનું એક ચિત્ર દોરી લે.

'લવણ બીના ખાના ક્યા, ઔર કહાન બીના ગાના ક્યા ?' એ ઉક્તિને રા. જનાર્દન પણ આ પુસ્તકમાં ભુલી શક્યા નથી અને તેથી 'ગોવાલણી'ના કાવ્યમાં હજારો વર્ષો પહેલાં થઇ ગયેલા કહાનુડાના સન્દેશા તેમણે ઉતાર્યા છે. તે પછીનું 'મહિયારી' કાવ્ય એક અંગ્રેજી કાવ્ય ઉપરથી રચાયેલું છે છતાં એમાંય એમણે કહાનને જ લાગુ પડે એવો ધ્વનિ રાખ્યો છે.

'અંજન' કાવ્યમાં પ્રિયતમે આવીને પ્રિયાને એવું કંઇક અંજન આંજ્યું કેઃ—

'જોઉં જહીં ત્યાં એહને જ દેખું,
ઘેલી બની ગઈ હું સાવ જાઃ'

એ કલ્પના નવી નથી છતાં સરસ રીતે ગોઠવાયેલી છે.

દુનિયાથી દૂર મીઠી કુદરતની ગોદમાં, જ્યાં દુનિયાના દંભ ન હોય ત્યાં, જ્યાં પંખીના સરોદ સંભળાય અને સરિતાનાં નીર મંદ મંદ વહે એવી લીલી નાઘેરમાં આમંત્રણ આપતું 'લીલી નાઘેરમાં' નામનું કાવ્ય આપણા આર્યહૃદયની એવી કુદરતમાં જીવવાની વાંછનાનો પડઘો છે. આ દુનિયાના તાપ તડકાથી અકળાયેલા હૃદયને સદાય એ કલ્પના આકર્ષક બની રહે છે.

'પ્રેમકલહ' કાવ્ય એ અંગ્રેજી ટેનીસનના પ્રિન્સેસમાંથી લીધેલા એક કાવ્યનો અનુવાદ છે અને પ્રો. ઠાકોરે પણ 'વરવહુ અમે તો લડી પડયાં' એ કાવ્ય આ જ કાવ્યપરથી લીધેલું છે. પ્રો. ઠાકોરનો અનુવાદ પહેલેથી સ્મરણમાં રહી ગયો છે તેથી, કે કોણ જાણે પણ એમનો અનુવાદ મને વધારે સુન્દર લાગ્યો છે એમ અત્રે કહું તો રા. જનાર્દનને જરાયે અન્યાય કરવાનો ઉદ્દેશ નથી. રા. જનાર્દનનો આ અનુવાદ સ્હેજ કિલષ્ટ લાગે છે અને એમનાં સ્વતંત્ર કાવ્યો જેટલો સુન્દર નથી.

'વસંતવાડીનો અતિથિ,' કોયલોના અનેક ગીતોમાં એક નવો ઉમેરો કરતું 'કોયલ બોલી'તી પ્હોર' એ ગીત અને 'નાથ મને ચંદ્રમુખી કહી કેમ બોલાવી !' નામના જૂના લોકગીતને મળતું 'નાથ મને મૃગનયની મા કહેશો હવે'—અને વ્હાલમની વાટ જોતી સુન્દરીના 'વિંધે વિજોગણ કાળજાં' અને 'પૂર્ણિમા કયારે એ ઉગશે' એ બધાં કાવ્યો સુન્દર છે, પણ બહુ સ્મરણીય બને કે કેમ એ શંકા છે અને તે પછી આવતા ત્રણ રાસોને તો સુંદર શબ્દોવાળાં સાધારણ ગીતોની પંક્તિમાં મુકી શકાય. એમણે જાણી-જોઇને આ કાવ્યો પાછળ મુકયાં છે કે શું એવી શંકા કોઇને થાય તો અસ્થાને નથી. પણ 'ચમકે વીજળી'નું સાદું છતાં મનોહર કાવ્ય વચ્ચે આવવાથી વાંચકને નિરાશા થતી અટકી જાય છે.

'ચમક વીજળી' એ કાવ્યની કલ્પના બહુ મ્હોટી નથી અને કેટલાંક કાવ્યોમાં રા. જનાર્દન કરે છે તેવો બહુ રસપૂર્ણ શબ્દોનો સંભાર પણ તેમાં નથી, પણ એમાં સાદો શબ્દમેળ એવો સુન્દર રીતે જામ્યો છે, અને એમાંની કલ્પના કાવ્યમાંની વીજળીની માફક—

'એ ચમકીને ચાલી જાય,
નયને તેજ એનાં અંજાય,
પણ અંતરમાં કંઇ કંઈ થાયઃ
પલક વીજળી હો રાજ!'

એવી હૃદયસ્પર્શી છે.

'અંગારનાં ફુલ' નામે કાવ્ય સામે મારે એક મોટો વાંધો છે. એમાં એક જુની, ઋષિ અને ઋષિપત્નીની વાતા છે. ઋષિ સાયંકાળે પત્નીના ખોળામાં માથું મુકીને ઉંઘી ગયા. તેમનો બાળક પાસે રમતો હતો. તે રમતો રમતો યજ્ઞકુંડ બળતો હતો તેની પાસે ગયો. ઋષિપત્નીના પેટમાં ફાળ પડીઃ 'રખેને બાળક યજ્ઞકુંડમાં પડે?' પણ તેને લેવા દોડાય પણ શી રીતે? પતિ ખોળામાં માથું મુકીને ઉંઘી ગયા હતા તે જાગે અને તેમનો નિદ્રાભંગ થાય. છેવટે તેણે નક્કી કર્યું કે બાળક બળે તેને બળવા દેવો, પણ પતિને નિદ્રામાંથી જગાડવા નહિઃ ને બાળક યજ્ઞકુંડમાં પેડો તે તેણે જોયા કર્યું.

ઋષિ ઉંઘમાંથી ઉઠ્યા ને બાળકને ન જોતાં પુછ્યું કે 'આપણો બાળક ક્યાં?' ત્યારે ઋષિપત્નીએ સત્ય હકીકત કહી દીધી. ઋષિ તરત યજ્ઞકુંડ પાસે ગયા, પણ ઋષિપત્નીના સતીત્વના પ્રભાવે અગ્નિ શાંત પડ્યો હતો અને બાળક તેમાં નિર્વિઘ્ને રમતો હતો!

છેવટે કવિ આજની સ્ત્રીઓને ઉપદેશ આપે છે, કે આવો સતીધર્મ તમે પાળો અને સુખી થાઓ. તમારાપર દેવોના આશીર્વાદ ઉતરશે ને અંગારનાં ફુલ થશે.

કથામાં અગ્નિનાં ફુલ થયાં એ તો ખરાં કે ખોટાં તે કોણ જાણે; પણ એ કથામાંનું તાત્પર્ય ગ્રહણ કરવા આજની સ્ત્રીઓ તત્પર થશે ? પતિની જરી સરખી નિદ્રામાં ખલેલ પડે માટે સ્ત્રીથી બાળકને બળતો બચાવાય નહીં ? ને બાળકને ઠંડે કાળજે એમ બળવા દે તે સ્ત્રીમાં મહત્તા મનાય ? આ કાર્યને ને ભાવનાને શું નામ આપવું તે મને ખરેખર સુઝતું નથી.

છેલ્લું કાવ્ય કવિ ટેનીસનના ' The Day Dream ' ઉપરથી અનુવાદિત પેલી પ્રખ્યાત સો વર્ષ સુધી સુતેલી ' રાજકુમારી ' નું છે. એની આખી કથા તો વાંચકો મુળ કે અનુવાદનું કાવ્ય વાંચીને જ જાણી લે.

રા. જનાર્દનના કાવ્યોમાં રા. નાનાલાલની અને રા. ખબરદારની છાયાનો ઘણો આભાસ પડે છે. એમના ઢાળોની પસંદગી પણ એ બન્ને કવિઓના ઢાળો ઉપરથી જ કરેલી છે: છતાં તેમાં એમનું પોતાનું પણ એક જાતનું સૌંદર્ય છે તો ખરૂં જ. એમનાં કાવ્યો સુકુમાર અને કલ્પનાને ગમે એવાં હોય છે અને તેઓ જો બીજાઓનું અનુકરણ કરવાનું છોડી દઈ પોતાનાં જ તત્વો બહાર લાવવા મથે તો ઘણાં ઉત્તમ કાવ્યોની લહાણ તેઓ ગુજરાતને કરી શકે એમ છે.

' શરદિની 'ના આ સુન્દર સંગ્રહને વાંચકો સત્કારી લેશે એવી આશા સાથે અત્રે વિરમું છું.

' બીચ હાઉસ '
નેપીયન સી રોડ,
મુંબઇ

સૌ. લીલા મુનશી

કવિ ન્હાનાલાલની અલબેલી ઢબના

રાસ અને રસગીતો !

# વિહારિણી

[ કવિશ્રી ખબરદારના પ્રવેશક સાથે ]

કિંમત બાર આના.

**અભિપ્રાયો:—**

'વિહારિણી 'નાં કેટલાંક ગીતો મ્હને ખુબ ગમ્યાં છે.'

—સૌ. **લીલાવતી મુનશી**

'કોઈ કોઈ પંક્તિ તો આત્માની એવી રસભરતી દાખવે છે કે સિદ્ધહસ્તની પ્રતીતિ થયા વિના રહે જ નહિ.'

—'**કુસુમાકર**'

'એ નવા કાવ્યસંગ્રહોમાં સિંહાસન દીપાવે એવો છે.'

—'**સૌરાષ્ટ્ર**'

'આકાશમાં જેમ વાદળાંમાંથી વીજળી ચમકે તેમ કલ્પના આ પુસ્તિકામાં વિજળીની જેમ ચમકારા મારે છે......
...કેટલાંક કાવ્યો તદ્દન કુદરતી અને એકવાર વાંચ્યાથી મોઢે રહી જાય એવાં છે.' —'**ગુજરાતી**'

**મળવાનાં ઠેકાણાં** :— ૧. કર્તાઃ જનાર્દન પ્રભાસ્કર,
**ઉંડાચ** ( બીલીમોરા થઈ. )

૨. આર. વનમાળીદાસ એન્ડ કું.
૩૯૭, કાલબાદેવીરોડ—**મુંબઈ**

૩. 'ખડાયતા મુદ્રણકલા મંદિર'
ચારરસ્તા—**અમદાવાદ**

# આ રાસ–ગીતો :

"Poetry has been to me its own exeeding reward. It has given me the habit of wishing to discover the good and beautiful in all that meets and surrounds me."

—S. T. Coleridge.

મ્હારો પ્રથમ ગીતસંગ્રહ 'વિહારિણી' બે વર્ષ ઉપર પ્રગટ થયો, ત્હેને ગુજરાતનાં સામયિકોએ સત્કાર્યો અને વિવેચકોએ વખાણ્યો. આ 'શરદિની'–રાસસંગ્રહ–બ્હાર પડતી વખતે મ્હારે પ્રથમ ત્હેમનો આભાર માનવો જોઇએ; કારણ, ત્હેમનો સમભાવ જ મ્હને આ સંગ્રહ પ્રગટ કરવા લલચાવે છે.

'વિહારિણી'માં ઉર્મિગીતો અને કેટલાક રાસ પણ હતા. એ રાસ નવાયુગની સ્ત્રીઓને રૂચે એવા હોવાથી અને સૌ. બ્હેન લીલાવતી પ્રસ્તાવનામાં લખે છે તેમ જનસમાજની સંસ્કારિતાની ભૂખને સંતોષે એવા હોવાથી ખુબ જ લોકપ્રિય થયા છે અને હોંસભેર ગવાય છે–એટલું જ નહિ પણ 'રાસસંગ્રહ' અને 'રાસકુંજ' જેવા ખાસ સ્ત્રીઓ માટેના સંગ્રહોમાં સ્થાન પામ્યા છે, એ જોઇ મ્હને આનન્દ થાય છે.

અર્વાચીન રાસયુગના પ્રણેતા કવિ ન્હાનાલાલ છે. તેમના રાસ આટલા લોકપ્રિય થવાનું કારણ ત્હેમણે પોતે મ્હને એકવાર

કહેલું કે, જૂનાં લોકગીતોના ઢાળ લઇ સુન્દર શબ્દાવલિમાં આધુનિક સંસ્કારો ગુંથવાથી કૃતિ અનુપમ નીવડે છે અને તેથી જ મ્હારા જેવા ઉગતા કવિ ત્હેમણે પસંદ કરેલા ઢાળોનું અનુકરણ કરી પોતાની કૃતિઓ લોકપ્રિય બનાવવા પ્રયત્ન કરે એ સાહજિક છે. સ્વ૦ કવિ **બોટાદકર**ની 'શૈવલિની'નાં પુરસ્કરણ ( પૃ. ૫–૬ )માં સાક્ષરશ્રી **ન**રસિંહરાવ લખે છે કે 'અન્ય સંસ્કૃતિ ઉપરથી પ્રાપ્ત કરેલી રચનામાં અનુકરણ અને સ્વરૂપઘટના એ બે જુદી જુદી કિમતનાં ફળ થાય છે. અનુકરણનું કામ સહેલું છે પણ તે જ સાથે ત્હેમાં તાત્વિક ગુણ ભાગ્યે જ ઉત્પન્ન થાય છે. સ્વરૂપઘટનાની સ્થિતિ જૂદી છે, આધારભૂત કાવ્યાદિકનું રહસ્ય પોતાના આત્મામાં જીરવી દઇને આત્મકૃતિની પેઠે જ નવીન ઘટના પ્રગટ કરવી અને ત્હેમાં માત્ર જીરવેલા મૂળની છાયા સ્વગત લક્ષણ જેવી જ દીપે એ પરિણામે આવવું તે નિસર્ગદત્ત શક્તિને બળે જ શક્ય છે.' 'શરદિની'ના રાસોમાં અનુકરણને મહત્વ ન આપતાં સ્વરૂપઘટનામાં કેટલી સફળતા મળી છે, એ જ જોવાનું છે.

ગુજરાતમાં રાસનો વિકાસ કેવી રીતે થયો એનું સુંદર વર્ણન બ્હેન **લી**લાવતીએ પ્રસ્તાવનામાં માર્મિક રીતે કરેલું હોવાથી મ્હારે કંઇ વિશેષ કહેવાનું રહેતું નથી.

'**શર**દિની'ની મનનીય પ્રસ્તાવના લખી આપવા માટે શ્રીમતી સૌ. **લી**લાવતી મુનશીનો હું ઉપકાર માનું છું.

**શિ**રોભાગમાં કોલરિજના ટાંકેલા વચન પ્રમાણે મ્હને જ્યાંથી સારૂં અને સુંદર મળી આવ્યું, ત્યાંથી મ્હેં તે સ્વીકાર્યું છે અને ગુજરાતનાં રાસરસિયાંઓ ત્હેનો સત્કાર કરશે એવી મ્હને સંપૂર્ણ આશા છે.

**ઉંઢાચ**
બીલીમોરા થઇને
ગોકુલઅષ્ટમી, ૧૯૮૪

**જનાર્દન પ્રભાસ્કર**

# આમંત્રણ



શરદપૂનમની રાત છે સોહામણી,
ચાલો રમીએ રાસ : અલબેલડી !
શરદપૂનમની રાત છે સોહામણી !

સરખી સહિયર મળી રમીએ ઉમંગે,
ધીમે પાડો રસતાળી : અલબેલડી !
શરદ—

આવી અનિલ ગયો આંગણું સમારી,
પૂરે પ્રકાશ અંશુમાલી : અલબેલડી !
શરદ—

મ્હારૂં ગાયું ગીત ઝીલો સાહેલડી,
ઝાંઝરને ઝમકાવી : અલબેલડી !
શરદ—

આપણાં એ ગીતમાંય પૂરશે પંચમસૂર,
બેસી કોયલ આમ્રડાળી : અલબેલડી !
શરદ—



# ચન્દ્રપૂજન



શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ,
અમીવર્ષણ એ ૫ ચન્દ્રરાજ :
સ્નેહકુમુદિની
પ્રમોદિની રે લોલ !
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

રમતી રૂપેરી રાસપૂર્ણિમા રે લોલ,
ઝીલીએ શરદ રસરાસ :
રસોન્માદિની
વિનોદિની રે લોલ,
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

ચન્દ્રની ચગાતી શીળી ચન્દની રે લોલ !
મન્દ મન્દ ખીલે એનાં હાસ્ય :
સુધાહાસિની
વિલાસિની રે લોલ,
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

જગતતાત મેરુની અમ કન્યકા રે લોલ,
ધરીએ પૌંઆતણો પ્રસાદ :
નવીન ધાન્યની
વધામણી રે લોલ,
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

આજે કોજાગરી છે પૂર્ણિમા રે લોલ,
જાગીએ અમે સારી રાત :
વ્રતવિહારિણી
વિલાસિની રે લોલ,
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

આજે માણેકઠારી પૂર્ણિમા રે લોલ,
ચન્દ્રને પૂજી ઠરીએ આજ :
સુખકંદિની
આનંદિની રે લોલ,
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

ચાંદરણે સોય અમે પ્રોવીએ રે લોલ,
ચંદ્રતેજ ઝીલીએ અમ આંખ :
તેજવર્ધિની
સુહાગિની રે લોલ,
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

રસના ઉત્સવ અમે ઉજવીએ રે લોલ,
તારલે વધાવી ચન્દ્રરાજ :
રાસનન્દિની
**શરદિની** રે લોલ,
શશીને પૂજવાને અમે નીસર્યાં રે લોલ !

❦

# યૌવનને આંગણે



શાળી ચન્દા ને શાળી ચન્દની રે લોલ,
શાળો તેનો ય છે ઉજાસ જો:
રાસે રમે રસઘેલડી રે લોલ !

ઉંચે આકાશ નભતારિકા રે લોલ,
નીચે આ બાલિકા–સમાજ જો :
રાસે રમે રસઘેલડી રે લોલ !

રસની રાણીશી રાસનન્દિની રે લોલ,
એ'ના શા ઉર અભિલાપ જો ?
રાસે રમે રસઘેલડી રે લોલ !

ઉભી એ યૌવનને આંગણે રે લોલ,
ઉછળે જીવનના ઉલ્લાસ જો :
રાસે રમે રસઘેલડી રે લોલ !

એ'ને દેવાં છે દાન દિલનાં રે લોલ,
કરવા છે પ્રાણના વિકાસ જો :
રાસે રમે રસઘેલડી રે લોલ !

સ્નેહતણાં સ્વપ્ન એને લાધતાં રે લોલ,
ઝંખતી એ સ્નેહના વિલાસ જો :
રાસે રમે રસઘેલડી રે લોલ !

પ્રેમના પ્રદેશ એ'ને ખેડવા રે લોલ,
ખેલવા છે વિરલ રસરાસ જો :
રાસે રમે રસઘેલડી રે લોલ !

પ્રાણના આધાર એ'ને પામવા રે લોલ,
શોધે એ પ્રણય—તરુરાજ જો :
રાસે રમે રસઘેલડી રે લોલ !



# અંજલી ફુલડે ભરી રે!



અંજલિ ફુલડે ભરી રે,
હું તો એથી વધાવું રસરાજ રે :
અંજલિ ફુલડે ભરી રે!

અવધ વીત્યે પિયુ આવે પરદેશથી,
મારે હૈયું ઉછાળા આજ :
દિલના એ દેવનાં કરવા આતિથ્ય
એને આનન્દે પૂજવા કાજ :
અંજલિ ફુલડે ભરી રે!

'હથેળીમાં દેવતાનો વાસ છે' કવિ કહે,
ફુલમાં કલાભરી ફુમાસ :
ફુલની ફોરમ જોડે કુમળાં હૈયાં,
અને પૂરે કેં ઉરના અભિલાષ :
અંજલિ ફુલડેભરી રે!

ફુલડાંમાં સુન્દરીનાં હાસ ને ઉલ્લાસ છે,
ફુલડાંમાં જીવનની સુવાસ :
ફુલના શૃંગાર મારા પ્રભુને ય પ્યારા,
ફુલમાં છે પ્રાણના પ્રકાશ :
અંજલિ ફુલડે ભરી રે !

ફુલડે વધાવું, પધરાવું રસરાજવી !
દિલને દરબારે આજ :
પ્રણયના રાજ્યના મહારાજ કાજે,
અંજલિમાં ફુલડાંના સાજ :
અંજલિ ફુલડે ભરી રે !



# ફુલડાં કેમ વીણીયે ?



૧

ખીલે ખીલે અને ખરી જાય રે,
ફુલડાં કેમ વીણીયે ?
આજ ઉગે, કાલે કરમાય રે,
ફુલડાં કેમ વીણીયે ?
વીણું ગુલાબ વાગે કાંટા રે,
ફુલડાં કેમ વીણીયે ?
એવા કુદરતના છે આંટા રે,
ફુલડાં કેમ વીણીયે ?
ત્હોય એમાં પરોયા મુજ પ્રાણ રે,
ફુલડાં કેમ વીણીયે ?
મ્હને ડુલવવાની દો એને આણ રે,
ફુલડાં કેમ વીણીયે ?

૨

જોઇ સુનાં સરોવરતીર રે,
ફુલડાં કેમ વીણીયે ?
ન્હાની ન્હાની પેસું આછે નીર રે,
ફુલડાં કેમ વીણીયે ?
ધીરી લહરી ડોલાવે કમલ અંગ રે,
ફુલડાં કેમ વીણીયે ?

ત્યાં ભમરો આવી દે ડંખ રે,
ફુલડાં કેમ વીણીયે ?
ત્હોય એમાં પરોયા મુજ પ્રાણ રે,
ફુલડાં કેમ વીણીયે
મ્હને ડંખવાની દો એને આણ રે,
ફુલડાં કેમ વીણીયે ?

૩

એમ ફુલડાં વીણતાં હું હારી રે,
ફુલડાં કેમ વીણીયે ?
ગઇ ચંપા પાસે પરભારી રે,
ફુલડાં કેમ વીણીયે ?
નહિ કાંટા કે ભમરાનો ત્રાસ રે,
ફુલડાં કેમ વીણીયે ?
ત્યારે દીઠા ત્યાં સર્પતણો વાસ રે,
ફુલડાં કેમ વીણીયે ?
ત્હોય એમાં પરોયા મુજ પ્રાણ રે
ફુલડાં કેમ વીણીયે ?
મ્હને કરડવાની દો એને આણ રે,
ફુલડાં કેમ વીણીયે ?

❦

# પ્રણયનાં દાન

હું તો યૌવનને આંગણે ઉભી,
પ્રણયનાં દાન લેવા :

હું શું જાણું જગતની ખૂબી,
પ્રણયનાં દાન લેવા :

હતી સખી ગુંથતી મુજ વેણી,
પ્રણયનાં દાન લેવા :

તહીં આવી સવારી એ'ની
પ્રણયનાં દાન લેવા :

હું તો થઈ અન્તરમાં રાજી,
પ્રણયનાં દાન લેવા :

નહિ જાણું એની શી બાજી,
પ્રણયનાં દાન લેવા :

એણે દાબી સખીની આંખ ઝૂમી,
પ્રણયનાં દાન લેવા :

અને આપી મ્હને એક ચૂમી :
પ્રણયનાં દાન લેવા :

ગઇ સખી એ સમજી સીત્કારે,
પ્રણયનાં દાન લેવા :

સ્મરી હસતી હજી ય તે અત્યારે,
પ્રણયનાં દાન લેવા :

કરૂં કોની કને પ્રેમદાવા,
પ્રણયનાં દાન લેવા :

મ્હને મળજો એવા નિત લ્હાવા,
પ્રણયનાં દાન લેવા !



# ઝરમરિયાં નીર



ઝીલો ઝીલો આ ઝરમરિયાં નીર,
ઝીલણહાર હો :
રેલે ઝરણાં આ પેલો ગીર,
મન હરનાર હો !

એને નચવે વસન્તસમીર,
ઝીલણહાર હો :
નાચી ભીંજવે એ મ્હારાં ચીર,
મન હરનાર હો !

કાંઠે બોલે કોયલ, મેના, કીર,
ઝીલણહાર હો :
મીઠાં સંગીત સુણજો લગીર,
મન હરનાર હો !

જેવાં ઉછળે એ ઝરણાંનાં નીર,
ઝીલણહાર હો :
એવાં ઉછળે છે હૈયાં અધીર,
મન હરનાર હો !

મ્હારાં સૂનાં તપોવનતીર,
ઝીલણહાર હો :
એ તીરે છે મ્હારી કુટીર,
મન હરનાર હો !

કોઇ આવો આત્માના અમીર,
ઝીલણહાર હો :
મ્હારે પ્રેમદાન દેવાં રસવીર!
મન હરનાર હો !



# વેણીનાં ફુલ !



વેણીનાં ફુલ સખિ ! વેણીનાં ફુલ,
વ્હાલે આવીને ગુંથ્યાં વેણીનાં ફુલ !

વેણી સમારૂં રોજ, શોભે વદનસરોજ
ગુંથું મુજ વાડીનાં ગુલ :
મોગરાકળી તણી વેણી ગુંથાવું
પણ જડે ન જીવનની ભૂલ :
વેણીનાં ફુલ, સખિ—

ગુંથું તાજાં ફુલ, મનડું થાતું પ્રફુલ્લ,
પણ જાતાં કરમાઇ એ ફુલ :
વિશ્વનાં વિલાસી, પણ આખરે વિનાશી
એવાં ફુલડાંપર કરતી દિલ ડૂલ !
વેણીનાં ફુલ, સખિ—

ખરે ફુલપાંદડી, બનું વ્યથિત તે ઘડી,
માગતી હું દેવતાઇ ફુલ :
કદિ કરમાય નહિ, કદિ વિખરાય નહિ
આપું એનાં માગ્યાં મૂલ !
વેણીનાં ફુલ, સખિ—

નભને માંડવડે ખીલ્યાં તારકફુલ
સૌભાગ્ય ચન્દ્રકશાં અતુલ :
બદાલે ચૂંટી એ મ્હારી વેણીમાં ગુંથ્યાં
અમર એ વેણીનાં ફુલ !
વેણીનાં ફુલ, સખિ—



# પનિહારી



ઉતરતી ડુંગરની છાયા, સાહેલડી !
ચાલો જઇયે જળ ભરવા રે લોલ :
નીતરે ત્યાં મોહનની માયા, સાહેલડી !
ચાલો જઇયે જળ ભરવા રે લોલ :
ઉતરતી—

જાઉં નહિ જળ ભરવા એકલડી,
કાનુડો નચવે નેણાં રે લોલ :
કુંવારિકાઓ મારે કાંકરડી,
પરણેલી મારે મ્હેણાં રે લોલ :
ઉતરતી—

કાંઠે ઉભો એક કેવડો, સાહેલડી !
વાએ વાંકો વાંકો થાયે રે લોલ :
તેની પાછળ છૂપે કાનુડો, સાહેલડી !
વેણુ મધુર તહીં વાયે રે લોલ :
ઉતરતી—

ભૂલું હું તો જળ ભરવાં, સાહેલડી !
માંડું તહીં મુજ કાનો રે લોલ :
કોને કહું મુજ ઉરની વાતલડી,
મુજને તેડે કરી સાનો રે લોલ !
ઉતરતી—



# ગોવાલણી



કાનુડાએ કહેણ મોકલ્યાં હો બ્હેન !
ગોરસ જઇ વેચી આવ :
ગોવાલણી હો બ્હેન !
ગોરસ વેચવાને નીકળી ગોવાલણી !

ગોકુલમાં ગોરસ નહિ વેચું હો બ્હેન !
ગોકુલમાં કાનુડાની થાય
દાણ માગણી હો બ્હેન !
ગોરસ વેચવાને નીકળી ગોવાલણી !

વેચું નહિ તો વણસી જતું હો બ્હેન !
વેચું તો લૂંટાઈ જાય :
વ્રજવાસિની હો બ્હેન !
ગોરસ વેચવાને નીકળી ગોવાલણી !

ગોરસમાં ગોવિન્દના લ્હાવા હો બ્હેન !
ગોરસે કાનુડો રીઝાય :
રસરાગિણી હો બ્હેન !
ગોરસ વેચવાને નીકળી ગોવાલણી !



# મહિયારી



( એક અંગ્રેજી લોકગીત Old Song ઉપરથી )

ક્યાં જાય છે લઇ તાંગડી ! જરી થોભ ગહિયારી !
જરી થોભ મહિયારી !

હું જાઉં છું દહીં વેચવા, રોકો ન વનમાળી;
રોકો ન વનમાળી !

હું આવું કે તુજ સાથ મુજને કહે મહિયારી
મુજને કહે મહિયારી :

આવો તમારી હોય મરજી ભલે વનમાળી,
આવો ભલે વનમાળી !

છે કોણ પ્રિય તુજ તાત મુજને કહે મહિયારી,
મુજને કહે મહિયારી !

મુજ તાત છે આહીર જાતે, જાણ વનમાળી,
તું જાણ વનસાળી !

શી છે પૂંજી તુજ પાસ મુજને કહે મહિયારી,
મુજને કહે મહિયારી !

' સુન્દર મ્હારૂં મુખડું ' મુજ પૂંજી વનમાળી,
એ પૂંજી વનમાળી !

તો હું શકું પરણી નહિ તુજને ય મહિયારી
એ પૂંજીપર વ્હાલી !

છે કોણ એવું પરણવા તુજને ય વનમાળી
તજી દે અટકચાળી !



# અંજન



વ્હાલે આવીને કંઇક આંખ મુજ આંજ્યું,
અંજનનો દૈવી પ્રભાવ જો :
વ્હાલે આવીને કંઇક આંખ મુજ આંજ્યું !

ધોયું ધોવાય નહિ આંસુડાંનાં નીરથી,
છોની વહે અશ્રુના પ્રવાહ જો :
વ્હાલે—

અંજનથી આંખમાંથી કાજળ એણે કાર્યું,
શ્યામલ એ રંગનો સ્વભાવ જો :
વ્હાલે—

તારલાનાં તેજ એમાં પ્રિયતમે ધોળ્યાં,
અને પૂર્યા વીજના ચમકાર જો :
વ્હાલે—

પ્રેમનાં રસાયનો એણે કંઇક આંજ્યાં,
પ્રેમનો કરે વરતાવ જો :
વ્હાલે—

જોઉં જહીં ત્યાં એક એહને જ દેખું,
ઘેલી બની ગઇ હું સાવ જો :
વ્હાલે—



## લીલી નાધેરમાં—



રાજ ! આ તો છે રસનો પ્રદેશ,
પ્રાણ ! આવોને લીલી નાધેરમાં—
અહીં ઝીલીશું દૈવી સન્દેશ,
પ્રાણ ! આવોને લીલી નાધેરમાં—

અહીં જોગવશું જીવનના જોગ,
પ્રાણ ! આવોને લીલી નાધેરમાં—
અહીં ભોગવશું કૈં રસભોગ,
પ્રાણ ! આવોને લીલી નાધેરમાં—

અહીં દુનિયાના નહિ મળે દંભ,
પ્રાણ ! આવોને લીલી નાધેરમાં—
અહીં રસિયાંના જામે રસરંગ,
પ્રાણ ! આવોને લીલી નાધેરમાં—

અહીં મીઠા છે કુદરતની ગોદ,
પ્રાણ ! આવોને લીલી નાધેરમાં—
અહીં મીઠા પંખીના સરોદ,
પ્રાણ ! આવોને લીલી નાધેરમાં—

અહીં સરિતાનાં વહે નીર મન્દ,
　　પ્રાણ ! આવોને લીલી નાઘેરમાં—
અહીં માણીશું દૈવી આનન્દ
　　પ્રાણ ! આવોને લીલી નાઘેરમાં—

ઉર હારી કરીશું રસ—લ્હાણી,
　　પ્રાણ ! આવોને લીલી નાઘેરમાં—
વળી કરીશું આપણે ઉજાણી,
　　પ્રાણ આવોને લીલી નાઘેરમાં—

રાજ ! આ તો છે ધરતીના છેડા,
　　પ્રાણ ! આવોને લીલી નાઘેરમાં—
મ્હને લાગ્યો ત્હમારો છે નેડો
　　પ્રાણ ! આવોને લીલી નાઘેરમાં—



# પ્રેમકલહ



અમે ફરતાં હતાં ફુલવાડીમાં,
અમે વીણતાં હતાં ફુલ વાડીનાં.
કોણ જાણે અમે કેમ આથડી પડયાં,
વર વહૂ અમે તો લડી પડયાં :

પછી નયનથી પ્રેમ—અશ્રુ સારતાં,
અમે પાછાં મળી ચુંબનો કર્યાં !

* * *

થાય ઝઘડો કદિ પ્રિય સાથમાં,
અન્ત આવે જેનો ચુંબનોમાં,
ધન્ય ઝઘડા એવા સંસારમાં
જેય વૃદ્ધિ કરે આમ વ્હાલમાં !

અમે ફરતાં હતાં ફુલવાડીમાં,
અમે વીણતાં હતાં ફુલ વાડીનાં !



# વસન્તવાડીનો અતિથિ



આવો અતિથિ ! મ્હારી વાડીયે રે લોલ,
વાડીકેરા વિલાસે ઑર જો :
આવો અતિથિ ! મ્હારી વાડીયે રે લોલ !

વાડીમાં ય ઢેલડાની સાથમાં રે લોલ,
રમતા કળાયલ મોર જો :
આવો—

વાડીમાં ય કુંજલડી આમ્રની રે લોલ,
આંબલે છાયો રૂપેરી મ્હોર જો :
આવો—

વાડીમાં ય કોયલડી કૂજતી રે લોલ,
કોયલનો મીઠલડો શોર જો :
આવો—

વાડીમાં ફુવારા મ્હારા ઉડતા રે લોલ,
ઉડતા જાણે રસફોર જો :
આવો—

ઝીણી આનન્દની ટશેરશી રે લોલ,
ઝરણાંની છાંટે ઝકોર જો :
આવો—

વાડીમાં વસન્ત મ્હારી ઉતરી રે લોલ,
બુલબુલ ! તું થઇશ માં નઠોર જો :
આવો—

ઉગી ચન્દા હું અજવાળતી રે લોલ,
ઉતરો મુજ ચન્દ્રીના ચકોર જો :
આવો—

વાડીમાં વિરાજે બટમોગરો રે લોલ,
પાંદડીએ જડી ચન્દ્રકોર જો :
આવો—

મોગરાકળીનાં મૂલ આંકવા રે લોલ,
આવો રસિક કો કિશોર જો :
આવો—



# કોયલ બોલી'તી પ્હોર



જ્યારે આવ્યો'તો રાજ ! વસન્ત કિશોર :
રસઘેલડી કોયલ બોલી'તી પ્હોર !

આંબાવાડીએ જ્યારે છાયો'તો મ્હોર :
પિયુઘેલડી કોયલ બોલી'તી પ્હોર !

વૃક્ષ—આડે છુપાયેલ રસિક સ્નેહચોર :
શોધતી ને ' કુહૂ કુહૂ ' બોલી'તી પ્હોર !

નાચતા જગવાડીએ મીઠલડા મોર :
તાલ પૂરવાને કોયલ બોલી'તી પ્હોર !

જોતી નહિ પ્રભાત, સ્હાંજ કે બપોર :
થાકયાવિના એ કોયલ બોલી'તી પ્હોર !

દેખી દુનિયાના જૂદાઇના દોર :
ઐકય કહેણ કોયલ બોલી'તી પ્હોર !



# નાથ ! મ્હને મૃગનયની માં કહેશો હવે—

નાથ ! મ્હને મૃગનયની માં કહેશો હવે,
મુજને એ નામે નહિ ઉર ઉલ્લાસ જો :
આત્મભાન નહિ એ મૃગલાંઓને કશું,
મૃગજલ માટે ત્હેનો શાય વિનાશ જો !
નાથ ! મ્હને—

મુજ આંખલડીમાં એ દોષ મળે નહિ,
હું જોતી તમ સ્નેહે પૂર્ણ વિલાસ જો :
મૃગનયનોનું સામ્ય ભલે હો આંખમાં,
પણ મુજને ના કરતી એય નિરાશ જો !
નાથ ! મ્હને—

જો કહેશો મૃગનયની હાવાં મુજને,
લઇશ પ્રીતમ ! તમ સાથ અબોલા ખાસ જો :
મુજને એય વિશેષણ લેશ રૂચે નહિ,
વારંવાર કહી ન કરો ઉપહાસ જો !
નાથ ! મ્હને—

# વિંધે વિજોગણુ કાળજાં

ઉંડાં ચીરી આભનાં ઉંડાણુ, વીજળી ચમકે,
ત્યાં થતાં જીવનનાં જોડાણુ, મેહુલો મલકે :
વિંધે વિજોગણુ કાળજાં !

રૂડાં ખીલે ઉપાસર્યાં વ્હાણુ, ફૂલડાં પમરે,
ભળી ગયાં ઉષા ને ભાણુ, નાવલો સમરે :
વિંધે વિજોગણુ કાળજાં !

ઉભી હું સરિતાને કાંઠડે, જોઉં વ્હાલમની વાટ,
સરિતા જઇ મળે સાગરે, મ્હારા જીવનમાં ઉચ્ચાટ :
વિંધે વિજોગણુ કાળજાં !

જોઉં ઉપવનમાં ય વેલડી, ભીડે તરુવરે બાથ,
એને મળી રૂડી બેલડી, મળ્યો જીવનનો સાથ :
વિંધે વિજોગણુ કાળજાં !

ઉંડી ઉંડી રસકુંજમાં ટહુકે કોયલડી,
ડોલે અડોલ ઉર પ્રેમમાં, જાણે વાગે વાંસલડી :
વિંધે વિજોગણુ કાળજાં !



# પૂર્ણિમા ક્યારે એ ઉગશે ?



આવવાનું કહી ગયા જે દિ વ્હાલમજી,
આપી ગયા એક વાયદો :
પૂર્ણિમા ક્યારે એ ઉગશે ?

આવ્યું પરદેશી એક પંખીડું તેને પૂછ્યો
મારા પિયુનો સન્દેશડો;
પૂર્ણિમા ક્યારે એ ઉગશે

આવી ઉડતી એક આભમાં વાદલડી,
પૂછ્યો મેં પ્રશ્ન જીવનરાજનો :
પૂર્ણિમા ક્યારે એ ઉગશે ?

આવી તે દિશથી લહરી એક વાયુની
સ્પર્શગન્ધ લાવી રસરાજનો :
પૂર્ણિમા ક્યારે એ ઉગશે ?

આવ્યો પ્રીતમજીએ મોકલેલ હંસદૂત,
હૈયું અધીર બન્યું આજે :
પૂર્ણિમા ક્યારે એ ઉગશે ?

લાવ્યો સન્દેશ છતાં માને મનડું જૂઠ
પ્રેમમાં ન વ્હેમ એવો છાજે,
પૂર્ણિમા આજે એ ઉગશે !



# સ્નેહીનું સ્વાગત



ઉપવન કુસુમિત રમ્યવસન્તે તો થયું,
જગમાં વાગી મધુરી વ્હાલપઅન્સરી :
ટહુકા કરતા નન્દનવનના મોરલા,
તે સાથે સન્દેશ કહાવે સુન્દરીઃ—
વસન્ત જળ સરવરિયાંની હું પદ્મિની,
મુજ ચાંદલિયા, હું વિનવું પાયે પડી :
ફુલવેલીની કુંજ કરી રળિયામણી,
સેજ સજી રમણીય છે જો ફુલડાંતણી :
મદનતણી દૂતી જેને લોકો ગણે,
સ્વાગત કાજે રાખી કોયલડી રૂડી :
રાગરંગયુત સુરંગ ગાયન તે કરે,
સ્વાગતકેરાં ગાય રસીલાં ગીતડાંઃ
મ્હારી એ ફુલકુલી ફુલવાડીતણાં,
રમ્ય સુગન્ધિત પુષ્પો મ્હેં જાતે વીણ્યાં :
હૈયાકેરાં હેતહીરે તે ગૂંથીને,
સુન્દર કીધી ત્હેની મ્હેં ફુલમાળ જો :
વ્હાલા ! ટાંગી નિકુંજને તે બારણે,
સ્વાગત ત્હારૂં કરશે વન્દનમાળ જો !



# કુંજ–વિહારિણી



આજે ગુર્જરી નિકુંજમાં
    વિહારિણી વિહરી રહી રે !
આજે પ્રફુલ્લ પુષ્પપુંજમાં,
    વિહારિણી વિહરી રહી રે

કુંજ નિકુંજે એ ફરે ગાતી રસનાં ગીત,
ફુલ ફુલડે તરુ પાંદડે પમરે પ્રિયતમ પ્રીત :
    કદિ ફરતી એ વિરહના વેષમાં,
    કદિ ફરતી એ વિરહના કલેશમાં,
        વિહારિણી વિહરી રહીરે !

અમરાવતીની અપ્સરા ઉતરી શું અમ કુંજ,
કિન્નરકંઠે ગુંજતી રસગીતોના ગુંજ :
    ફરે મેના, કોયલના સત્કારમાં,
    ફરે ચન્દ્રી, શુકોના ચમકારમાં:
        વિહારિણી વિહરી રહી રે !

રસરાણીશી શોભતી, એના ઉન્નત ભાવ,
રસના રચવા રાસ એ એનો સહજ સ્વભાવ :
    આજ વિચરે એ જૂદાં વ્યક્તિત્વમાં
    આજ વિહરે એ રસિયાના ચિત્તમાં :
        વિહારિણી વિહરી રહી રે !



# રોહિણી ચન્દ્ર



આવું રૂડું આભ આ સોહાય હાં,
નીલામ્બર વિલસે છે સુન્દરી !
જોને પેલા ચન્દ્રમાની પાસ હાં,
રોહિણી ખેલે છે સુખકરી !

સરમાં ક્રીડે કુમુદિની જેવી તે શશી સાથ,
વીરી આ તેવી નભે ખેલંતી આ વાર :

સજનિ ! ખૂલ્યું પ્રીતિનું દ્વાર, કાંતિ તેની સરે રે,
રજની મળી શશીમાં સાર, ભ્રાંતિ દૂરે કરે રે :

કરે છે રસગંગામાં સ્નાન,
કરે છે પ્રીતિરસનું પાન:
પ્રણયસુખતાનું કરાવે ભાન,
રહે છે રસિકપ્રિયા ગુલતાન:

વધૂવર વિચરે જો સંસાર
સર્વ આવી રીતે રે :

થાયે ભારતના ઉદ્ધાર,
કવિ ગુણ ગાય પ્રીતે રે !



# ચમકે વીજળી



ચમકે વીજળી હો રાજ !
  વીજળી ચમકે ને ચમકાવે :
  ઉજળી વીજળી હો રાજ !
ચમકે વીજળી હો રાજ !

આવ્યો ચઢી અષાડી મેઘ,
  વાદળમાં રૂપેરી રેખ,
  ચપલા સુન્દરીશી સુરેખ :
ઝબૂકે વીજળી હો રાજ !

એ ચમકીને ચાલી જાય,
  નયને તેજ એનાં અંજાય,
  પણ અન્તરમાં કૈં કૈં થાય :
પલકે વીજળી હો રાજ !

એ વીજલડીના ચમકાર,
  સાથે મેઘથકી સહકાર,
  ઉજળો છે એનો સંસાર :
મલકે વીજળી હો રાજ !



# અંગારનાં ફુલ !

એક ઋષિ અને ઋષિપત્ની હતાં,
વનની મરૂઢીમાં તે વસતાં હતાં :
એક દિન થયું શું કૌતુક રે હો બ્હેની
સાંભળો કહું વિસ્તરી રે :—

સાયં-હોમને વાર લગાર હતી,
સુતા ઋષિ પત્નીઅંકે માથું મૂકી :
હતો કુંડમાં અગ્નિ સળગતો હો બ્હેની
મધ્યાન્હ હોમનો જવાળા કરી.

યજ્ઞકુંડ પાસે ઋષિબાળ રમે,
ધીમે ધીમે ગયો યજ્ઞકુંડ કને :
પતિ જગવું તો લાગે પાપ હો બ્હેની !
નહિ તો જાયે મુજ બાળ મરી !

ધર્મસંકટ એહવું આવી ઉભું,
તેણે આખરે નિશ્ચિત એમ કર્યું :
ભલે પુત્રનું થાય ગમે તે હો બ્હેની !
છોડું ન સ્ત્રીધર્મ કેમે કરી.

પછી બાળક કુંડમાં રમતાં પડે,
તોય તેની નહિ દરકાર કરે :
થોડી વારે જાગી, ઋષિ પૂછે હો બ્હેની !
બાળક આપણો રમતો કહીં ?

ત્યારે સત્ય હકીકત દીધી કહી,
આપ સૂતા હતા, મેં જગાડયા નહિ :
તેથી બાળક કુંડમાં પડિયો હો સ્વામી !
પુત્રઘાતીણી હાય ! હું છું થઇ !

યજ્ઞકુંડ પાસે જઇ ઋષિ જુએ,
અગ્નિ શાન્ત પડ્યો : અને બાળ હસે :
દીઠા અંગારા ફુલડાં થયેલ હો બ્હેની !
ઉંચકી લીધો બાળ ઝટ લઇ.

સતીધર્મનો એવો પ્રભાવ સખિ !
તમે સાચવો–થાવ જરૂર સુખી :
દેવગણુની ઉતરે આશિષ હો બ્હેની !
અંગારનાં ફુલ થાશે તહીં !



# રાજકુમારી



(કવિ ટેનિસનના ' The Day Dream ' કાવ્ય ઉપરથી )

સો સો વર્ષનાં વાયાં વ્હાણુલાં,
તોય થયો ન નિદ્રાભંગ (૨)
એવાં તે કોણે જાદુ કર્યાં ?

શાન્ત નિદ્રામાં સૂતી સુન્દરી,
સર્વ થયું ત્યારે સ્થંભ (૨)
પશુ પંખીએ હાલે નહિ !

પડયાં અચેતન સર્વ યે,
રાજા અને દરબાર (૨)
સકળ મહેલતણા વાસીઓ !

દૂર દૂર દેશથી આવીયો,
એક રાજકુમાર (૨)
આવી ને મહેલમાં ઉતર્યો !

એનાપરે યે પ્રસરી રહ્યો,
પેલો જાદુઇ ચમત્કાર (૨)
મહેલ તરફ એ પરવર્યો !

તોડી એણે વાડ મહેલની,
કર્યો ચોગાને પ્રવેશ (૨)
અદૃશ્ય શક્તિ કોઇ પ્રેરતી !

એનાં અંતરે ગવાતાં હતાં,
કંઇ જાદુઇ ગાન (૨)
પેઠો સુન્દરી શયનખંડમાં !

સુન્દરીની શય્યાકને આવીને,
પડયો ગુંઠણુ કુમાર (૨)
સુન્દરીની આંખને ચૂમી કરી !

રાજકુમારતણા સ્પર્શથી,
કે આ ચુંબન—પ્રભાવ (૨)
જાદુ તૂટયું સો વર્ષનું !

બંધ પડેલ પાછાં વાગીઆં,
મહેલમાંનાં ઘડીઆળ (૨)
પવન ફૂંકાવા પાછો માંડીઓ !

પછી જાગેલ રાજકુંવરી,
ગુંથી હાથમાંહે હાથ (૨)
રાજકુમાર સાથ નીકળી !

તેઓ મહેલ બહાર નીકળ્યાં,
ગયાં ડુંગરની પાર (૨)
કરવા વિહાર નવી ભોમમાં !

ચુંબન એ રાજકુમારનું,
હતું એવું અદ્દભુત (૨)
બીજાં ચુંબન ઉર ઇચ્છતી !

રાજકુંવરી કૂદે એવાં બીજાં,
એક ચુંબનને માટ (૨)
સુવા સો વર્ષ હું તૈયાર છું !

સુન્દરી પછી પૂછે વિસ્મયે,
કહો રાજકુમાર (૨)
મને કહીં લઇ જાવ છો ?

રાજકુમાર કહે તેહને,
ચાલ પિતાને દરબાર (૨)
એવી અદ્‌ભુતતા અનેક જ્યાં !

રાજકુમાર ને કુમારિકા,
પછી ગયાં જગતપાર (૨)
પિતા તણા દરબારમાં !

એવાં સંજીવની અમૃતે,
જાગ્યાં કુમારી–પરિવાર (૨)
પીવા નહિ કોણ ઇચ્છશે ?



# અનુક્રમણિકા

